# બાલકાવ્યો

: ભાગ પહેલો :

પ્રકાશક
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
વડોદરા

બાલસાહિત્યમાળા—૫

# બાલકાવ્યો

સંગ્રાહકો
આશાભાઇ નરસિંહભાઇ પટેલ
ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ
ચરોતર એજ્યુકેશન સોસાયટી,
આણંદ

પ્રકાશક
પુસ્તકાલય સ. સ. મંડળ લિ.
વડોદરા



પહેલી આવૃત્તિ

પ્રત ૧૧૦૦

સંવત ૧૯૮૪



કીંમત ૦-૩-૦

આણંદ ચરોતર પ્રિન્ટિંગ પ્રેસમાં મોતીભાઇ મથુરભાઇ
પટેલે પ્રકાશકને માટે છાપ્યું. તા. ૨૫ : ૨ : '૨૮

# નિવેદન

'બાલમિત્ર' દ્વારા બાલપ્રિય થએલાં કાવ્યોનો આ નાનકડો સંગ્રહ પ્રકટ કરતાં અમને આનન્દ થાય છે.

લેખક અને સંપાદક બન્ધુઓનો આભાર તો બાલ હૃદયોમાં પણ મનાશે જ.

તન્ત્રીઓ
'બાલમિત્ર'

# અનુક્રમણિકા

—:૦:—

# પ્રાર્થના

ધર્મધુરંધર શ્રી યદુનંદન,
જય જગવંદન સ્વામી રામ;
જગદાનંદન, કંસનિકંદન,
પંકજચ્ચરણ નમામિ રામ.
ધર્મધુરંધર૦

સંત, સતી, સુખદાયક જનના,
સહાયક દીનના,
વિશ્વંભર વ્યાપક જળસ્થળના,
શશિદિનકરના,
ગૌબ્રાહ્મણ પ્રતિપાળ લાલજી,
પાંડવના રખવાળ જોને.
ધર્મધુરંધર૦

દ્રૌપદી કેરા દાસ દયાળુ,
કૌરવકુળના કાળ જોને;
ભારત ભવજલતારક સ્વામી,
પારથરથના ગામી રામ.
ધર્મધુરંધર શ્રી યદુનંદન,
જય જગવંદન સ્વામી રામ.

( તુલસીદાસ )

# દાદાજીના દેશમાં

દોસ્ત, હાલો દાદાજીના દેશમાં,
પ્રેમસાગર પરભુજીના દેશમાં;
હાં રે દોસ્ત, હાલો બાપુજીના દેશમાં.

મધુર મધુર પવન વાય,
નદી ગીતો કંઇ ગાય,
હસી હોડી વહી જાય,
મારા માલિક રાજાજીના દેશમાં. હાં રે૦

સાત દરિયા વીંધીને વ્હાણ હાલશે,
નાગકન્યાના મ્હેલ રૂડા આવશે,
એની આંખે આંસુડાં ઝરતાં હશે,
હાં રે દોસ્ત, હાલો એ જાદુગર દેશમાં.

સાત વાદળ વીંધીને વ્હાણ લઇ જશું,
ત્રીશ કોટિ તારાની સાથ ખેલશું,
ચંદ્રસૂરજ ખીસ્સામાં ચાર મેલશું,
હાં રે દોસ્ત, હાલો એ દેવોના દેશમાં.

સમી સાંઝે દાદાને દેશ પહોંચશું,
એના પાંખાળા ઘોડા ખેલાવશું,
પછી પરીઓને ખોળે પોઢી જશું,
હાં રે દોસ્ત, હાલો ડોસાજીના દેશમાં.

ભલે હોય ઘણું તાણ,
ભલે જાગે તોફાન,
આજ બનશું બેભાન,
થવા દાખલ દાદાજીના દેશમાં,
હાં રે દોસ્ત હાલો દાદાજીના દેશમાં.

ઝવેરચંદ મેઘાણી

——o——

## સંતાકૂકડી રમે ચાંદલિયો

સંતાકૂકડી રમે ચાંદલિયો,
સંતાકૂકડી રમે.
રાતડલીને સમે ચાંદલિયો,
સંતાકૂકડી રમે.

કાળીધોળી વાદળીના ઘેરામાં ઘુમતો,
ઉગે અને આથમે, ચાંદલિયો,
સંતાકૂકડી રમે.

કોક કોક વાદળીની પાછળથી એને
ફૂવારા છોડવા ગમે, ચાંદલિયો
સંતાકૂકડી રમે.

કોઇને માથે તો કોઇકને ખંભે
કોઇને ચરણે નમે, ચાંદલિયો
સંતાકૂકડી રમે.

કોઇ વાદળીના ખોળામાં સૂઇ જઇ,
કયારેક વળી વિરમે, ચાંદલિયો
સંતાકૂકડી રમે.

દૂધની પીચકારી વાદળીના મોં પર
મારીને ભાગતો ભમે, ચાંદલિયો
સંતાકૂકડી રમે.

છોટી પકડવા આવે તો એને
દોડાવતો એ દમે, ચાંદલિયો
સંતાકૂકડી રમે.

મોટી જો પકડીને પૂરે તો એનું
હસતો હસતો ખમે, ચાંદલિયો
સંતાકૂકડી રમે.

હું પેલી નાનકીક વાદળીનો ભેરૂ,
તમે કોના છો તમે? ચાંદલિયો
સંતાકૂકડી રમે.

સંતાકૂકડી રમે, ચાંદલિયો
સંતાકૂકડી રમે.
રાતડલીને સમે, ચાંદલિયો
સંતાકૂકડી રમે.

ત્રિભુવન ગૌરીશંકર વ્યાસ

——*——

# "મગ મગ જેવડા મોગરા"

મગ મગ જેવડા મોગરા,
ફૂલવાડીના મોગરા.
એક ફૂલ લઇને રમવા ગઇ'તી,
રમતાં રમતાં રાત પડી ગઇ,
ધોળી પછેડીએ ભાત પડી ગઇ.

ચાલો સહીઅર ઘેર જઇએ,
ઘેર જઇને ગાયો દોહીએ;
ગાયો દોહીને ખીર કરીએ,
ખીર કરી વીરાને જમાડીએ.

વીરે મને ચુંદડી આપી,
ચુંદડી પહેરીને પાણી ગઇ'તી;
પાણી ગઇ'તી ને પાલવ પલળ્યો,
પાલવ પલળ્યો ને નેવે સૂકવ્યો.

નેવે સૂકવ્યો ને કાગ લઇ ગયા,
કાગની પાછળ દોટો મૂકી;
દોટો મૂકી ને કાંટો વાગ્યો,
કાંટો લઇને ટીંબે ખોસ્યો.
ટીંબે મને માટી આપી,
માટી લઇ કુંભારને આપી;

કુંભારે મને ઘડો આપ્યો,
ઘડો મેં માળીને આપ્યો.
માળીએ મને ફૂલ આપ્યું,
ફૂલ લઇ મહાદેવને ચડાવ્યું;
મહાદેવે મને ભાઇ આપ્યો,
ભાઇ મેં ભોજાઇને આપ્યો.
ભોજાઇએ મને ચણા આપ્યા,
ચણા ચણા ખાઇ ગઇ;
ફોતરાં ફોતરાં ઘાંચીને આપ્યાં.
ઘાંચીએ મને ધૂપેલ આપ્યું.
ધૂપેલ લઇ માથામાં ઘાલ્યું,
માથે મને જુ આપી;
જુ લઇ તળાવમાં નાખી,
તળાવે મને પાણી આપ્યું.
પાણી લઇ આંબાને પાયું,
આંબે મને કેરી આપી;
કેરી કેરી ખાઇ ગઇ,
ગોટલો ગોટલો વાંદરાને નાખ્યો,
વાંદરે મને સલામ કરી!

—o—

## "અમે પ્રભુનાં નાનાં બાળકડાં"

બાળકડાં રે બાળકડાં
અમે પ્રભુનાં નાનાં બાળકડાં;

લાડકડાં રે લાડકડાં
અમે પ્રભુનાં નાનાં લાડકડાં.

મુખડે નહિ દાંત હતા જ્યારે,
માતાને ધાવણની ધારે,
કેવી ઉભરાવી કિરતારે!
અમે પ્રભુનાં નાનાં બાળકડાં.

જે આખા જગનો ઈશ્વર છે,
તે તાત અમારા શિરપર છે,
જગમાં કોનો અમને ડર છે?
અમે પ્રભુનાં નાનાં બાળકડાં.

ચાંદોસૂરજ જોવા જોવા,
ગંગાજમનાં પાણી પીવા,
અમ કારણ મનગમતા મેવા;
અમે પ્રભુનાં નાનાં બાળકડાં.

દિગપાળ અમારી ચોકી કરે,
અમ ભાર ઉપાડે શેષ શિરે,
રમવા ઉતર્યાં સંસારતીરે;
અમે પ્રભુનાં નાનાં બાળકડાં.

અમ કારણ ઋતુના રંગ ફરે,
અમ કારણ પંખી ગાન કરે,
અમ કારણ પર્વત ધ્યાન ધરે;
અમે પ્રભુનાં નાનાં બાળકડાં.

અંધકવિશ્રી હંસરાજભાઈ

—o—

# સરસ્વતી માતા

સરસ્વતી સરસ્વતી તું મોરી મા,
પહેર પટોળાં ઘેબર ખા.

સૂતાં ઉઠી વિદ્યા દે,
થાળ ભર્યો શગ મોતીડે.

થાળ ભર્યા પર વાગે ડુમ,
બાવંન ટીપકી ચડે સિંદુર.

સિંચ્યો આંબો સિંચી વેલ,
એક ન સિંચી નાગરવેલ.

નાગરવેલની નગરી સોપારી,
તેનું વર્ણન કરે વેપારી.

( બાલગીત )

——×——

# "ગાવલડી ચારવાને નહિ જાઉં રે"

હું નહિ જાઉં રે,
ગાવલડી ચારવાને જશોદા માવડી.

મને વહેલાં ઉઠી જગાડે છે,
મને ઠંડે તે પાણીએ નવરાવે છે.
મને ટાઢો તે રોટલો ખવરાવે છે—હું નહિ જાઉં રે,

ત્યાં તો વાઘવરૂનો બહુ ભો છે,
ત્યાં તો પહાડપર્વત બહુ મોટા છે—હું નહિ જાઉં રે,

મને કાળિયો કાળિયો સૌ કહે છે,
મને ગોવાળિયા બહુ દુઃખ દે છે.
હું નહિ જાઉં રે,
ગાવલડી ચારવાને જશોદા માવડી.

( લોકગીત )

—:૦:—

# શ્રીકૃષ્ણલીલા

(૧)

એક સમે શ્રીકૃષ્ણ એકલા
રમતા'તા ઘર બહાર,
નંદજશોદા મળીને કરતાં
ગાયોની રખવાળ.
તેવામાં તો મથુરાં ભણીથી
વા વા લાગ્યો વાય,
ધૂળ ધૂળ થઇ રહી ચોપાસે
ગોકુળ ગામની માંય.
કાચાંપોચાં હતાં છાપરાં,
હતા ઘાસના પૂળા,
ફરરર સર્વે ઉડી ગયાં ને
ઉખડ્યાં ઝાડ સમૂળાં.
રાક્ષસની માયા છે સઘળી,
તૃણાવર્ત છે નામ,
કૃષ્ણ તણું કાશળ હરવાને
કંસે કીધું રે કામ.

વાતો વાતો આવ્યો વંટોળિયો,
રમે કૃષ્ણ જે ઠાર,
હળવે રહીને ઉંચકી લીધા,
પામ્યું નહિ કોઇ પાર.

વાવાઝોડું શાંત પડયું ને
બેસી ગઇ છે ધૂળ,
આપ આપણાં ઘર સંભાળે
ગામ બધું ગોકુળ.

કોઇ છાપરૂં સમારતા ને
કોઇ વંડી, કોઇ બાર,
કોઇ બિચારી બાળક ખોળે
હાટેહાટ બજાર.

નંદ ઘરે શ્રીકૃષ્ણ જડે નહિ
વરત્યો હાહાકાર,
વિલાપ કરતાં નંદજશોદા
ગોકુળના ગોવાળ.

ખભે ચડાવી બાલ કૃષ્ણને
તૃણાવર્ત ગયો દૂર,
પણ ત્યાં તેના થયા હાલ તે
એહ જ લહે અસુર.

પર્વત મોટો હોય ઉપાડયો
લાગ્યો તેવો ભાર,
કૃષ્ણ મારવા આવ્યો ખાંતે
સમજ્યો નહિ કંઇ સાર.

ઉતારવા તે ગયો કૃષ્ણને
ખભા ઉપરથી હેઠો,
કૃષ્ણ કંઠ છોડે નહિ કેમે,
ભય તેને ઉર પેઠો.

ભાર તણી બહુ વધી વેદના
હાડ તૂટવા લાગ્યાં,
પડયો શિલા પર ભફાંગ દેતો
અંગ દુષ્ટનાં ભાગ્યાં.

ગયા દોડતા ઘેર કાનજી,
ભેટ્યાં માત ને તાત,
વાત કહી વિસ્તારી સઘળી
થયાં સર્વ રળિયાત.

( ૨ )

કંસરાયને ખાવું ન ભાવે,
મનમાં વળગ્યો વ્હેમ;
'કૃષ્ણ હાથથી છટકયો તેને
ખોળી મારૂં કેમ?"

હતી પૂતના ક્રૂર રાક્ષસી,
કુળાં બાળ ભખનારી;
કંસરાયને કામે ચાલી,
રૂપવંતી થઇ નારી.

ગામે ગામ તે ફરે ધુતારી,
ઘર ઘર ઢુંડે બાળ;
વહેમ પડે જો જરા કૃષ્ણનો
તત્ક્ષણ આણે કાળ.

ફરતી ફરતી ગોકુળ આવી,
તરત જ કાઢી ખોળ;
પૂછતી પૂછતી નંદભવન તે
પહોંચી નાર નઠોર.

"બ્હેન, બ્હેન," કહી જશોમતીને
બહુ જ બતાવે માયા,
"દેવતાઇ, બ્હેની, તુજ બાળક,
વાહ શી નમણી કાયા!"

કહાન કુંવરને હસતાં તેડયા,
કરે પ્રેમ બહુ પેર;
મુખથી મીઠું મીઠું બોલે,
અન્તરમાં તો ઝેર.

રમાડતી ને હુસાવતી તે
બતાવતી બહુ હેત,
ધવડાવા તે બેઠી કૃષ્ણને
પૂતના હરખ સમેત

ઝેર કારમું સ્તન પર દીધું,
ધાવે જે કોઇ બાળ;
એક ઘુંટડો જાય પેટમાં,
મરણુ થાય તત્કાળ.

કૃષ્ણ ગયા છે પામી પૂતના–
માશી કેરૂં પાપ,
પય સાથે પ્રાણો પણ પીધા,
પૂતના પામી તાપ.
આંખો તેની ઉંચી ચડી ને
ગળી દેહ જેમ મીણુ.
કૂડ કંસનું તૂટી પડયું ને
ઉતરી કૃષ્ણની ઘાત,
નંદજશોદા, ગોપગોપીઓ
થયાં મંન રળિયાત.

જુગતરામ દવે

——*——

# સહીએરીઆં

હલ્લી બજારમાં ગ્યાં'તાં સહીએરીઆં:
શું શું વેચાવાને આવ્યું સહીએરીઆં?
કાંસકા વેચાવાને આવ્યા સહીએરીઆં:
ઉભલે ઉભલે જોયા સહીએરીઆં:
વાંકાં વળીને મૂલ કીધાં સહીએરીઆં:
હેઠળ બેસીને મૂલ દીધાં સહીએરીઆં:
હલ્લી બજારમાં ગ્યાં'તાં સહીએરીઆં:

—:૦:—

## છબીલોલાલ

આવ્યા શ્રી ગોકુળ તારવા,
છબીલોલાલ, આવ્યા શ્રી ગોકુળ તારવા.

વસુદેવદેવકીને ઘેર જન્મ ધર્યો છે,
નંદજીની ગોધેન ચારવા; છબીલોલાલ

માશી પૂતનાના વહાલે પ્રાણજ લીધા,
મામા તે કંસને મારવા; છબીલોલાલ૦

ટચલી આંગળીએ વહાલે ગોવર્ધન તોળ્યો,
ઇન્દ્રનાં માન ઉતારવા; છબીલોલાલ૦

વૃન્દા તે વનની કુંજગલનમાં
ગોપીઓને રાસ રમાડવા; છબીલોલાલ૦

વલ્લભના સ્વામી પ્રભુ, રસિકશિરોમણિ
ભૂમિનો ભાર ઉતારવા; છબીલોલાલ૦

—— x ——

# "કાનજી ગાયોનાં દુઃખ ટાળી દીઓ રે."



કાનજી, તલપે તમારી ગાવડી રે,
જંમનાજળમાં તે ભરીઆં ઝેર;
કાનજી, ગાયોનાં દુઃખ ટાળી દીઓ રે.

કાનજી, જમનાનાં જળ મીઠાં હતાં રે,
મીઠડાં અમી પીતાં'તાં રોજ;
કાનજી, કરતાં કલ્લોલ એને કાંઠડે રે.
કાનજી, ગાયોનાં૦

કાનજી, કાળો તે કાળીનાગ આવીઓ રે,
જંમનાજળમાં તે ફૂંક્યાં ઝેર,
કાનજી, પીતાંમાં જીવ ફાટી પડે રે!
કાનજી, ગાયોનાં૦

કાનજીએ વજ્જર કછોટો વાળીઓ રે,
સોનલા ગેડી લીધી છે હાથ;
કાનજી, ચડીઆ કદંબ કેરી ડાળીએ રે.
કાનજી, ગાયોનાં૦

કાનજીએ ધબાક ધૂબકો મારીઓ રે,
પલમાં પહોંચી ગયા પાતાળ;
કાનજી કાળીને બારણે આવીઆ રે.
કાનજી, ગાયોનાં૦

કાનજી, છાના રહોને બાપજી રે,
જાગશે કાળી ને થાશે કે'ર;
કાનજી, લાગો છો નાના બાળકા રે!
કાનજી, ગાયોનાં૦

કાનજીની સામે કાળીનાગ આવીઓ રે,
ફેણેફેણે ઝરે બહુ ઝેર;
કાનજીએ કાળી સામે જુધ માંડીઉં રે,
કાનજી, ગાયોનાં૦

કાનજી કાળીને ગેડીએ મારતા રે,
રીસે કાળી ઉડાડે બહુ ઝેર;
કાનજી કાળીના ઝેરને પી જતા રે.
કાનજી, ગાયોનાં૦

કાનજીએ કાળીને પાયે દાબીઓ રે,
લાગ્યાં કાળી ને નાગણ પાય;
કાનજી, અમે તમારાં બાપડાં રે.
કાનજી, ગાયોનાં૦

કાંઠડે ગોકુળ બધું ભેળું થયું રે,
ઉભાં રૂવે જશોદા માત;
કાનજી, જળમાં તે શીદ ઝંપાવીઉં રે?
કાનજી, ગાયોનાં૦

કાનજી, ઝૂરે તમારી માવડી રે,
ઝૂરે ગોકુળ તણા ગોવાળ;
કાનજી, આંસુ ભરે છે નંદજી રે.
કાનજી, ગાયોનાં૦

કાનજીએ મીઠી વગાડી વાંસળી રે,
સૌને હઇએ હરખ ઉભરાય;
કાનજી ક્યારે તે કાંઠડે આવશે રે?

કાનજીએ કાળીને વંનવાસ મોકલ્યો રે,
નિર્મળ કીધાં છે જમનાંનીર;
કાનજીએ ગાયોનાં દુઃખ ટાળી દીધાં રે.

કાનજી કૂદીને કાંઠડે આવીઆ રે,
જઇને લાગ્યા જશોદાને પાય;
નંદઘેર આનંદરસ રેલાય છે રે.
કાનજીએ કીધી છે લીલાલ્હેર!
કાનજીએ ગાયોનાં દુઃખ ટાળી દીધાં રે.

ચન્દ્રશંકર

# બે'ની બાનો વીર

વાડી ફુલી વનફૂલડે,
 ફૂલ કોણ વીણવા જાય?
બેનીબાનું સાસરૂં વેગળું,
 ત્યાં કોણ તેડવા જાય?
જાશે વીરાજી પાતળા,
 ઘોડલે ઘૂઘરમાળ.
લીલી ઘોડી ને પીળો ચાબખો;
 પાતળીઓ અસવાર.
બેનીબાના ગામને ગોંદરે
 ઘોડલાં હેકતાં જાય.
ગામને ગરાસીએ પૂછીઉં
 આ ક્યાંનો રાજા જાય?
નથી રાણો ને નથી રાજીઓ
 બેની બાનો વીર.
રે'તો વીરાજી રાંધુ લાપશી,
 જાવ તો કઢીયલ દૂધ.
ના, ના, બેની બા હું નૈ રહું,
 રે' મારો સંગ ચાહ્યો જાય.

સંપાદક: ઝવેરચંદ મેઘાણી

# મોહનજી!

ગોકુળમાં ગૌધેન ચારી મોહનજી!
ચોરીને દહીંદૂધ ખાધાં હો જી; ગોકુળમાં૦

માર્યો તૃણાવર્ત પાપી, મોહનજી!
મારી તે પૂતના મારી હો જી; ગોકુળમાં૦

ગોપ–ગોપીઓના વ્હાલા મોહનજી!
વૃન્દાવનના વાસી હો જી; ગોકુળમાં૦

કંસ–ચાણૂરના કાળ કે'વાયા,
પાલક પાંડવ કેરા હો જી; ગોકુળમાં૦

દ્વારામતીને સ્થાપી મોહનજી!
જાદવનાં કુળને તાર્યાં હો જી; ગોકુળમાં૦

ભક્તતણા પ્રતિ-પાલ મોહનજી!
જુગ જુગના દેવાધિ હો જી; ગોકુળમાં૦

ચન્દ્રશંકર

—— * ——

# મારી વાડી

મારી વાડીમાં આંબો ફાલ્યો,
શીળી છાયા ઢળતો, રસભર ફળતો રે;
રમજો બાળાઓ. ૧

નીચે નાનકડી વેલી ફરતી,
મીઠી વાસ પમરતી, ફુલડાં ઝરતી રે;
રમજો બાળાઓ. ૨

ઝુલતી ડાળીએ પોપટ ડોલે,
બોલો રૂડલા બોલે, વનફળ ફોલે રે;
રમજો બાળાઓ. ૩

ટહુકા કરતી કોયલ કાળી,
રાગે આંખ રસાળી, પ્રેમે પાળી રે;
રમજો બાળાઓ. ૪

નિર્મળ નીરે સરવર છલકે,
કોમળ કમળો મલકે, ઝરણાં ઝળકે રે;
રમજો બાળાઓ. ૫

જળમાં હંસો રમતા, તરતા,
ન્હાનાં હરણાં ચરતાં, ભય નવ ધરતાં રે;
રમજો બાળાઓ. ૬

ફૂલફૂલ ભમતા ભમરા ફરતા,
જીવનરસમાં સરતા, ગુંજન કરતા રે;
રમજો બાળાઓ. ૭

મારી વાડીમાં આવો, આવો,
લ્યો આનંદનો લ્હાવો, હર્ષ રેલાવો રે;
રમજો બાળાઓ. ૮

દેશળજી પરમાર

—○—

# પતંગીઆં

પતંગીઆં, વનવન ભમતાં પતંગીઆં:
મનમન ગમતાં પતંગીઆં:

તમે મનભર ઉડતા ફૂલડાં છો.
તમે પરીઓનાં બાળકડાં છો.

પતંગીઆં, નીરખી નાસો પતંગીઆં:
અડકી નાચો પતંગીઆં:

તમે લાલપીળાં વાદળીઆં છો.
તમે શ્યામ ભુરાં પોપટીઆં છો.

પતંગીઆં, રંગબેરંગી પતંગીઆં:
ચંચળ પંખી પતંગીઆં.

× × ×

દેશળજી પરમાર

——*——

# શૃંગીનો શાપ

( ઓખાહરણનો ઢાળ )

ગંગાતીરે રૂડું એક ધામ,
મુનિ શમિક વસે નિષ્કામ;
હોમ, હવન, ને જાપ જપે છે,
મુનિ હેતે હરિને ભજે છે.

વ્હેલાં જાગી પંખી કરે ગાન,
વ્હેલા જાગી મુનિ ધરે ધ્યાન;
વ્હેતાં સરળ સરિતાનાં નીર,
તીરે ધ્યાન ધરે મુનિ ધીર.

મુનિ સૂર્યને અર્ઘ્ય ધરે છે,
ચારે વેદના મન્ત્ર ભણે છે;
મુનિ મધ્યાહ્ને ધ્યાન મૂકે છે,
થોડાં વનફળ પ્રીતે જમે છે.

હતો શૃંગી નામે મુનિબાળ,
દિવ્ય કાન્તિ ને ભાલ વિશાળ;
શૃંગી સેવા પિતાની કરે છે,
શૃંગી ગંગાને ખોળે રમે છે.

એક દિવસ વીત્યા મધ્યાહ્‌ન,
મુનિ મઠમાં ધરે છે ધ્યાન;
શૃંગી રમવા ગંગાતટે જાય,
એવે આવ્યા પરીક્ષિત રાય.

રાજા મૃગયાથી થાકી ગએલા,
કોમળ કંઠમાં શોષ પડેલા.
રાય અશ્વથી હેઠે ઉતરીઆ,
મુનિ શમિક સમીપે પળીઆ.

મુનિ શમિક ધરે છે ધ્યાન,
બંધ નેત્રો ને ઉર અભિરામ;
રાજા પાસે આવીને પૂછે છે,
"કોણ મુનિજન આંહી વસે છે?"

હતું મુનિવરને ઉર ધ્યાન,
એ તો ભૂલ્યા હતા તનભાન;
સાદ પાડીને બોલાવે રાય,
તોય જાગે નહિ મુનિરાય.

રાજા પરીક્ષિત ક્રોધ ધરે છે,
"આ તો કોઈક દંભી દીસે છે;
એનો દંભ ઉઘાડું આજ,
જેથી પામી જશે એ લાજ."

એક સાપ મૂએલો ઉપાડી,
રાજા લાવ્યા ધનુષે ચઢાવી;
સાપ વીંટીને રાય નીકળીઆ,
રાજભવનને પંથે પળીઆ.

એવે શૃંગી આવ્યો પિતા પાસ,
કોટે સાપ દેખી પામ્યો ત્રાસ;
"પ્રભુ, પાપીને શિક્ષા કરજો,
સાત દિવસમાં તક્ષક ડસજો."

જાગ્યા શમિક મૂકીને ધ્યાન,
દીઠો રડતો પોતાનો સંતાન;
મુનિ વાત બધીય પૂછે છે,
શૃંગી વાત બધીય કહે છે.

મુનિ ધ્યાન ધરીને જુએ છે,
ઊંડી આંખમાં આંસુ ભરે છે;
"બેટા, એ તો પરીક્ષિત રાય!
એને શાપ આવો ન દેવાય."

મ્હેલે આવ્યા પરીક્ષિત રાય,
એના દિલમાં હવે દુઃખ થાય;
"મેં તો પાપ કર્યું છે અઘોર!
હું તો આજ બન્યો છું નઠોર!"

શૃંગી આવીને વાત વદે છે,
"રાજા, મેં તને શાપ દીધો છે."
પાય લાગી રાજા માગે માફ,
"ભલે દીધો તમે મને શાપ."

ગંગાતીરે રાજાજી આવ્યા,
દેશોદેશના વિપ્ર તેડાવ્યા;
આવ્યા શુકદેવ પુણ્યપવિત્ર,
ગાયાં હેતથી હરિનાં ચરિત્ર.

સાત દિવસ પૂરા જ્યારે થાય,
ડસ્યો તક્ષક રાયને પાય;
ધરી પ્રેમથી પ્રભુજીનું શર્ણ,
રાય પરીક્ષિત પામ્યા મર્ણ.

ચન્દ્રશંકર

—— x ——

# "વિસામડા રે વિસામડા"



વિસામડા રે વિસામડા, વાત ને વડુ
વાટ ને ઘાટ, સામો મળ્યો શ્રીકૃષ્ણનો સાથ
સાથ વળાવ્યો સાસરીએ:

જમણ લાડુ લાપશી, ઘાઘરીએ ઘુઘરીએ
રંગ તણાવ્યા બાણ. પાછા વાળ્યે પદમણી
બાળો રાજા, તપે તપેશરી, વીર લખેશરી,

આલો ગોરી ગાય.
સોનાની શીંગ, રૂપાની ખરી,
ગાયની પુંછડી હીરે જડી.

ગાય રે ગાય, તું મોરી માય;
નિતનિત ડુંગરે ચરવા જાય,
ચરતીચરતી તરશી થઇ,
ગંગાજળને પીવા ગઇ.
ગંગાજળ પીને પાછી વળી.
સામા મળીઆ સિંહ ને વાઘ.
વાઘ કહે, "હું તને ખાઉં.
ભાઇ રે! મને ખવાય નહિ.
ગાયના છાણનો ચોકો થાય,
ગાયના ઘીનો દીવો થાય,
ગાયનું મહી મહાદેવને ચડે,
ગાયના દૂધમાં પૂર્વજ તરે,
ગાયની ખરીમાં પરભુ વસે."

——:o:——

# ધનવાડીનો રાજા

મારી સોનાની લાકડી રણુજણે,
ગોવાળિયા ગાયો ચારે હો રાજ:
ધનવાડીનો રાજા છે.

કુંવર ગાયો ચારી ઘરે આવીઆ,
માતાજી, દાતણ દોને હો રાજ:
ધનવાડીનો રાજા છે.

પિત્તળ લોટા જળે ભર્યા,
પાતળિયા કુંવર, લોને હો રાજ:
ધનવાડીનો રાજા છે. મારી૦

કુંવર ગાયો ચારી ઘરે આવીઆ,
માતાજી, ઝીલણ દોને હો રાજ:
ધનવાડીનો રાજા છે.

કુંવર, તાંબાકુંડી જળે ભરી,
પાતળિયા કુંવર, લોને હો રાજ:
ધનવાડીનો રાજા છે. મારી૦

કુંવર ગાયો ચારી ઘરે આવીઆ,
માતાજી, ભોજન દોને હો રાજ:
ધનવાડીનો રાજા છે.
કુંવર, શેર સુંવાળી લાપશી
પાતળિયા કુંવર, લોને હો રાજ:
ધનવાડીનો રાજા છે. મારી૦

કુંવર ગાયો ચારી ઘરે આવીઆ,
માતાજી, મુખવાસ દોને હો રાજ:
ધનવાડીનો રાજા છે.
કુંવર, લવિંગ સોપારી એલચી,
પાતળિયા કુંવર, લોને હો રાજ:
ધનવાડીનો રાજા છે. મારી૦

કુંવર ગાયો ચારી ઘરે આવીઆ,
માતાજી, પોઢણુ દોને હો રાજ:
ધનવાડીનો રાજા છે.
કુંવર, સાગસીસમનો ઢાલીઓ,
પાતળિયા કુંવર, લોને હો રાજ:
ધનવાડીનો રાજા છે. મારી૦

——×——

# નદી

દેખ નદી દોડે ધસમસતી !
સ્વચ્છ નિર્મળ જળ શું વ્હેતી !
પગ મુકતામાં સરસર સરતી
દેખ નદી દોડે ધસમસતી !

સૃષ્ટિ સકલને પાણી પાતી;
ક્ષમાશીલ એ માતુમૂર્તિ;
શીતળતાની પ્રતિમા સરખી
દેખ નદી દોડી ધસમસતી !

આનન્દે એ લ્હેરો લે છે,
કોઇ સ્થળે તો ખડખડ હસે;
અટ્ટહાસ્ય કરીને વ્હેતી,
દેખ નદી દોડે ધસમસતી !

દેવી સરિતના કોમળ કંઠે
સંગીતની કંઇ ધૂન મચે;
કુંજ બધું એ નાદે ભરતી
દેખ નદી દોડે ધસમસતી !



# શબરીનાં બોર

( "અંજનીનો જાયો હનુમાન રે સમરૂં બજરંગી" એ ઢાળ )

મારાં મીઠાંમીઠાં મધ બોર રે,
રામ તમે આરોગો.
મારાં ચાખેલ મોંઘલાં બોર રે,
રામ તમે આરોગો.
એક વનમાં વસે ભીલ નાર રે,
રામ તમે આરોગો.
એનું શબરી છે નામ નિરધાર રે,
રામ તમે આરોગો.
નથી પૂરત નથી પરિવાર રે,
રામ તમે આરોગો.
એક રામનામનો આધાર રે,
રામ તમે આરોગો.

એ તો જપે છે રાતદિન 'રામ' રે,
રામ તમે આરોગો.
એને રામને ભજ્યાનું એક કામ રે,
રામ તમે આરોગો.
એનાં ટુટયાં છે છાપરીનાં છાજ રે,
રામ તમે આરોગો.
માંહી શ્વાન–શિયાળવાંનાં રાજ રે,
રામ તમે આરોગો.
એને એક મળ્યો વંન કેરો જોગી રે,
રામ તમે આરોગો.
તારી ભક્તિનો બાઇ આવે ભોગી રે,
રામ તમે આરોગો.
એને તે દિનની એક રઢ લાગી રે,
રામ તમે આરોગો.
એના ચિતડામાં ચટપટી જાગી રે,
રામ તમે આરોગો.
રામ આવે તો આંહી હું બેસાડું રે,
રામ તમે આરોગો.
રામ આવે તો આમ હું બેસાડું રે,
રામ તમે આરોગો.

એનું કામ માંહ્ય ચોટે ન મંન રે,
રામ તમે આરોગો.
એને ભાવે નહિ હવે અન્ન રે,
રામ તમે આરોગો.
મધરાતે તે ઝબકીને જાગે રે,
રામ તમે આરોગો.
પાન હાલે ત્યાં જોવા વહેલી ભાગે રે,
રામ તમે આરોગો.
સૂરજ ઉગે કે સંચરે છે વન રે,
રામ તમે આરોગો.
રામ કાજે ફળ વીણવાનું મંન રે,
રામ તમે આરોગો,
એને જડે ન કાંઇ રામ જોગ રે,
રામ તમે આરોગો.
બધાં ફળમાં છે કંઇક કંઇક રોગ રે,
રામ તમે આરોગો.
પેલી કોઠી હજુ ઘણી કાચી રે,
રામ તમે આરોગો.
ખાટી આમલી ચાખીને નાખી પાછી રે,
રામ તમે આરોગો.

દેખી ખટમણાં ને મોઢું એ મરોડે રે,
રામ તમે આરોગો.
પીલુ પીલુડીનાં કોણ એવાં તોડે રે?
રામ તમે આરોગો.
જાંબુ કાળાં ને બીજ ભર્યાં પેરૂ રે,
રામ તમે આરોગો.
વળી ઉંબરામાં ઘર કીડા કેરૂં રે,
રામ તમે આરોગો.
ગોતી ગોતીને એક એણે ગોતી રે,
રામ તમે આરોગો.
રૂડી બોરડી તે બહુ બોરસોતી રે,
રામ તમે આરોગો.
ડાળ વાંકડી ને વાંકડીઆ કાંટા રે,
રામ તમે આરોગો.
બેડાં બોરાં એમાં રાતાં રાતાં રે,
રામ તમે આરોગો.
બોર દેખી શબરી હરખાણી રે,
રામ તમે આરોગો.
ચુંટે બોર પછી હેત આણીઆણી રે,
રામ તમે આરોગો.

પીળાં પીળાં તે ભોંય પર નાખે રે,
રામ તમે આરોગો.
રૂડાં રાતડાંને રામ સારૂ રાખે રે,
રામ તમે આરોગો.
ચાખી ચાખીને કરી છે કસોટી રે,
રામ તમે આરોગો.
ભલાં ભલાંની ભરી છે ભંભોટી રે,
રામ તમે આરોગો.
ઉગ્યો એક દિન સોનાનો સૂર રે,
રામ તમે આરોગો.
રામલક્ષ્મણ પધારે જરૂર રે.
રામ તમે આરોગો.
અહો ! વનના એ વનવાસી જન રે,
રામ તમે આરોગો.
અહો હરણાં ને અહો ! પંખી જંન રે,
રામ તમે આરોગો.
કહો કયાં વસે શબરી માઇ રે ?
રામ તમે આરોગો.
એમ પૂછતાં રામ પહોંચ્યા ધાઇ રે.
રામ તમે આરોગો.

મારાં મીઠાં મીઠાં મધ બોર રે,
રામ તમે આરોગો.
મારાં ચાખેલ મોંઘલાં બોર રે,
રામ તમે આરોગો.
શબરી ઉગ્યો તારા ભાગ્યતણો ચંદ રે;
રામ તમે આરોગો.
તારે આંગણે પરોણા રઘુનંદ રે,
રામ તમે આરોગો.
તારી ભક્તિ સફળ બની માય રે,
રામ તમે આરોગો.
તારાં એઠાં તે બોર રામ ખાય રે!
રામ તમે આરોગો.
શબરી તારી તે ધન્ય ધન્ય જાત રે,
રામ તમે આરોગો.
તને રામે કહી "શબરી માત" રે!
રામ તમે આરોગો.

જુગતરામ દવે

—×—

# "શું રે જોઇએ?"

"અમે એમ પૂછીએ, બેન, એમ પૂછીએ;
કે આવડી તે જીંદગીમાં શું રે જોઇએ?"

"અમે એમ કહીએ, બ્હેન, એમ કહીએ;
કે આંગણે વાછડી ને ગાય જોઇએ.

કે પૂર્વે સરોવરની પાળો જોઇએ,
ને સવારે સહિયરનો સાથ જોઇએ.

કે એક આસોપાલવ મારે બારણે સ્હોય,
ને એની ઉંચી ડાળે એક હીંચકો હોય.

કે માથે તે માવડીનાં હેત જોઇએ,
ને આશાઓ પૂરે એવો ભાઇ જોઇએ."

નાંનુ દવે



# નદી

બે બાજુએ ડુંગરા
ઉંચા ને નીચા
ડુંગર માથે લીલાં ઝાડ,
ડુંગર માથે મોટાં ઝાડ.
ડુંગર કાળા પત્થરના,
ડુંગર ધોળા પત્થરના.
વચ્ચે ધીમી નદી જાય,
ખળ ખળ ખળ ગાણું ગાય;
રાતે વહે ને દિવસેય વહે,
જરાય ઉભી ન રહે.
ક્યાં એ જતી હશે?
ક્યાંથી એ આવતી હશે?
શું એ ગણગણતી હશે?
શું એ ગાતી હશે?
કદિ એ થાકતી હશે?
કોઇ મને કહેશો?

તારાબેન મોડક

——o——

# પ્રાર્થના

પ્રભુ એક વિના નથી અન્ય પ્રભુ,
મહમૂદ રસૂલુલ્લા' ગણું છું.
પ્રભુ એક તુહી વિણ અન્ય પ્રભુ—
નથી કોઇ બીજો, પ્રભુ! સાક્ષી પૂરૂં.

પ્રભુ એક તુહી—તુહી એક પ્રભુ,
નથી કોઇ બીજો તું સમાન, પ્રભુ!
વળી, સાક્ષી પૂરૂં, મહમૂદ, પ્રભુ!
તુજ સેવક ખાસ, રસૂલ ગણું.

પ્રભુ પાક તુહી સંસાર થકી,
સૌ તારીફ છે પ્રભુ એક તણી.
નથી કોઇ બીજો વિણ એક પ્રભુ,
પરમેશ પ્રભુ! પરમેશ પ્રભુ!

ઇશ એક જ, ઉચ્ચ, મહાન ધણી,
શીદ બ્હીક ધરૂં દિલ કોઇ તણી!
નથી કુવ્વત ખલ્કત કોઇ તણી,
ઇશ એક જ, ઉચ્ચ, મહાન ધણી.

કરીમ મ. માસ્તર

—— ० ——

## ધણ

કમાડ મોકળાં મેલને કા'ના !
કમાડ મોકળાં મેલ. (ટેક)

ધેનનું ધણ સંભળાય છે,
આવતું જેવી પાણીની રેલ. કા'ના૦

ગગને ભાળ ઉડે છે ગોરજ,
નથી છોટે તું માન,
સાંભળ ભાંભરે ધમ્માલ ધીંગી,
વાછરૂ માંડે કાન. કા'ના૦

ટન ટન કોટે વાગે છે ટોકરા,
ઝાંઝરીના ઝણકાર,
દો'યા વેળાની વધાઇ દે છે,
દૂધડાં ધોળી ધાર. કા'ના૦

સિંદૂર શો આ આથમે સૂરજ,
વાળુની વેળા થઇ,
વાછડાં બાપડાં મારે છે વલખાં,
ગાયોને આવતી જોઇ. કા'ના૦

ગમાણમાં ખાણ, ખોળ ને નિરણ,
છુટું છવાયું નાખ,
માંડચેથી બોઘડાં હેઠાં મેલી દે,
શેળાયાં સાથે રાખ. કા'ના૦

હીંહોરા કરતી આવે હડીભર,
આવડો શો રઘવાટ ?
નાનેરાં વાછરૂ નથી શું ભાળ્યાં ?
લેઇ લબરકે ચાટ ! કા'ના૦

વિ. ચ. આવસત્થી

—o—

# "પાસ રહેજો પ્રભુજી પ્યારા"

પાસ રહેજો પ્રભુજી પ્યારા,
અમે નાનકડાં બાળ તમારાં;
પ્રભુજી પ્યારા:

પાસ રહેજો પ્રભુજી પ્યારા.
આડા જઇએ તો હાથ હલાવી,
હાંરે તમે કરજો તુરત પડકારા;
પ્રભુજી પ્યારા:
પાસ રહેજો૦

અંધારાં આવે તો આભ ઉજાળી,
વા'લા, વરસાવો તેજના ફૂવારા;
પ્રભુજી પ્યારા:
પાસ રહેજો૦

અમે અજ્ઞાની પશુ પામરડાં,
તમે પાલક પ્રાણઆધારા;
પ્રભુજી પ્યારાઃ
પાસ રહેજો૦

જન્મ દીધો તો હરિ જાળવજો,
હાંરે પાઇ પ્રેમઅમીરસધારા;
પ્રભુજી પ્યારાઃ
પાસ રહેજો૦

ભરતીનો દરિયો ઓવારા ડૂબાડે,
નાથ ઘડીએ થશો નહિ ન્યારા;
પ્રભુજી પ્યારાઃ
પાસ રહેજો૦

એટલું માગીએ પાય પડીને,
નવ જાશો નજરની બા'રા;
પ્રભુજી પ્યારાઃ
પાસ રહેજો પ્રભુજી પ્યારા.

આંધકવિશ્રી હંસરાજભાઇ

—*—

# અઘરા શબ્દોના અર્થ

અર્ઘ્ય—પૂજા કરવાની એક રીતિ: સૂર્યાદિદેવને ખોબાથી પાણી સમર્પવું તે.

અભિરામ—સુન્દર: પ્રભુભક્તિથી જે સુન્દર બન્યું છે તે.

અમી—અમૃત

કંસનિકન્દન—કંસને મારનાર

કાશળ—આડખીલી: નડતર

કુવ્વત—બળ

કૂડ—કપટ

ક્ષમાશીલ—ક્ષમા આપવાના સ્વભાવવાળો

ખલ્કત—દુનિયા

ચાણૂર—કંસનો એક મલ્લ: તેને કૃષ્ણે મથુરામાં મારી નાખ્યો હતો.

જગદાનંદન—જગતને આનન્દ આપનાર

ઝીલણુ—ના'વણુ

તૃણાવર્ત—કંસના પક્ષનો એક રાક્ષસ

તક્ષક—એ નામનો એક નાગ

તારીફ—વખાણુ

દિગપાળ—દિશાઓના દેવ: દશ દિશાઓના દશ દિગપાળ છે.

દેવાધિ–દેવાધિદેવ–પરમેશ્વર
ધર્મધુરંધર–ધર્મના કામમાં આગળ પડતા
નિષ્કામ–ઇશ્વરપ્રાપ્તિ સિવાય બીજાં કોઇ ફળની ઇચ્છા ન હોય તેવું.
ન્યારા–જુદા
પંકજચરણુ–જેના કમળ જેવા પગ છે તે.
પૂરત–મિલ્કત
પેરૂ–જામફળ
પડકારા–સાદ: ચેતવણી
પય–દૂધ
પ્રતિપાળ–પાળનાર
પમરતી–ફેલાતી: મ્હેકતી
ભવજલતારક–સંસારસમુદ્રમાંથી તારનાર
ભંભોટી–માટીનું એક વાસણ
માંડય–અભરાઇ
મૃગયા–શિકાર
માતૃમૂર્તિ–મા સમાન
યદુનન્દન–યદુ વંશને હર્ષ ઉપજાવનાર–શ્રીકૃષ્ણ
રસાળા–રસ એટલે આનન્દ આપે તેવી
રસિકશિરોમણિ–રસિકોમાં શ્રેષ્ઠ
વિશ્વંભર–દુનિયાનું ભરણપોષણ કરનાર
શ્યામ–કાળું
સરિત–નદી
શ્વાન–કુતરૂં

——:o:——



# બાલ સાહિત્ય માળા

તારામંડળ ( બાલવાર્તાઓનો સંગ્રહ )

કુમાર વીરસેન (બીજી આવૃત્તિ) ચન્દ્રશંકર

ચાર બાલસંવાદો ચન્દ્રશંકર

બાલમિત્રની વાતો -- ભાગ પહેલો

લેખકો : ગિજુભાઈ અને ચન્દ્રશંકર

બાલકાવ્યો ભાગ પહેલો

લખો : (१) વ્યવસ્થાપક : 'બાલમિત્ર'

ચ. એ. સોસાયટી, આણંદ

(૨) મન્ત્રી : પુસ્તકાલય સ. સ. મંડળ લિ.

વડોદરા

